# ગોહેલ હરીબા

અથવા

# સુગુણસુંદરી.

## નાટકના ગાયનો.

પ્રસિદ્ધ કરનાર,

ધી સુરત નવી આર્યવિજય નાટક મંડળી

આવૃત્તી ૧ લી. પ્રત ૨૦૦૦.

---



---

અમદાવાદ.

ધીકાંટે—ધી "ધર્મવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ. સાંકળચંદ અંબારામે છાપ્યાં.

સંવત ૧૯૫૪ સને ૧૮૯૭

કીમત બે આના.

# गोहेल हमीरा

અથવા

# સુગુણસુંદરી.

## નાટકના ગાયનો.

પ્રસિદ્ધ કરનાર,

શ્રી સુરત નવી આર્યવિજય નાટક મંડળી.

આવૃત્તી ૧ લી. પ્રત ૨૦૦૦.

---



---

અમદાવાદ.

ધીકાંટે—શ્રી "ધર્મવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ સાંકળચંદ અંબારામે છાપ્યાં.

સંવત ૧૯૫૪ સને ૧૮૯૭

કીમત બે આના.

# સુગુણસુંદરી નાટકના ગાયનો.

અભિસારિકાઓ:— ૧

જગપતિ ખુબી તારી, ભારી કળુ શું જગધાર—ટેક.

તું ચરણે શરણે, છઉં ભૂધર ગિરિધરને;

આદિ અનાદિ તુંહી ઓંકાર, વ્યકતા વ્યકતજ સરજનહાર–જગ૦

કર્તા કારણ કર્મોકાર, તું ત્રીપુટી શ્રી જગદાધાર—જગપતિ૦

વંદુ નંદુ વારમવાર, ભારત ભુમીના ભરથાર—જગપતિ૦

બાપુ, જીવી— ૨

વિચાર શાના કરતી ચાલો તજીને વિચાર;

બહુ ાલી વ્હાલી લાગે તું એવું કરે શું? જલદી તું આવનીનાર–વિચાર૦

ઝાડી ઝાડી જુઓ કેવી વીકટ છે? ભાંગે છે કાંટા અપાર–વિચાર૦

ધીમે ધીમે આવો આ બાજુ રહીને, નારે હું ઉભી રે'નાર–વિચાર૦

ટાંગા દુખેછે ને જીવજાય ભુખથી, મુરખાને નહીં વિચાર–વિચાર૦

અહીંઆંજ પડીને મરી જવાની, એવું ન બોલો ઓ નાર–વિચાર૦

બાપુ, જીવી— ૩

રે છબીલી આ નવીલી કેવી ખીલી વાડી લીલી વાહ! વાહ! વાહ!

સારૂં થાશે દુખો જાશે રે'ઉલાશે પ્રભુ આશે, વાહ! વાહ! વાહ!

તું કુછંદે નાખી ફંદે થાન ફાગો ભાંગ્યુ ટાંગો, ખુબ! ખુબ! ખુબ!

પરની નારીને તું પ્યારી કરવા દોડે કુત્તા ગોડે, ખુબ! ખુબ! ખુબ!

કંચનીઓ—　　　　૪

સુગંધી સિત વાયે મોરા રાજ, ખીલ્યા ફુલ આહા મહારાજ;
ફુડા રસિક છબીલા રાજ—સુંગંધી૦
તરૂઓ ઓથે છાંયડોરે, લેઈજતનું રસપૂર;
આપ તરૂ અમ પાંથિકોરે, જગતવાડી નુર—સુગંધી૦
જગ જગ શિતળના જપેરે, રાય ન્યાય મશહુર;
કંચની કાંચન રૂપમાંરે, બની તગમાં મશગુલ—સુગંધી૦

કંચનીઓ—　　　　૫

વા ખીલી છે, વા ખીલી છે, ભારે કચેરી ભારિ.
ભારે રંગથી આ ખિલી રહ્યા દરબારી— વા૦
નીલમ મોતી માણેક ચળકે, ભુપતિ તાજજ ઝળકે-કચેરી૦
સુંદર સુરા ભૂપ બિરાજ્યા, ગાંજ્યાં ન જાયે ઉમળકે-કચેરી૦
દેશો દેશને જીતીજ લીધા, કીરતી ઝળકે ખલકે—કચેરી૦
સુરા રજપુત ભૂપે નમાવ્યા, શમશેર શુરી ચળકે—કચેરી૦

કાલુ હજામ—　　　　૬

કાલુ હજામરે કાલુહજામ, પાશાનો માનીતો કાલુ હજામ;
હજામતી દઉં હું બાપુલા બારોટને, લટપટ લટપટ કરી દઉંકામ—કાલુ૦
જોર રૂપીઆ મળહેજ તીઆરે, વધી જહે મારો ભપકો તમામ—કાલુ૦
હું ભારતામાં તો બાગેટ આવીઓ, સાધિ લઉં ચટપટ ચટપટ કામ—કાલુ૦

હજામ, બારોટ— ૭

યાર યારરે સાચી તારી વાતો છે સુંદર;
સુખ ખરેખર બસનડર, સાચી દોસ્તી મારી કર.
હું અપાવું દામ છડ઼ઈતો હજામ કરૂં શરૂ હું કામ;
સાચી શું વાત? અપાવો ભ્રાત, મૂજધર કંચન ભરભર.
હા ભલા થાશેરે ખચીત, રાખો કામે જોચિત,
મળે ઘણુંજ વીત, દુખ આવે એ નહીં, મોજ મળે—
નિત નિત, મળશે વાહા! જરજ જર!

હજામ, બારોટ— ૮

મોજો આવેરે આવેરે થાશે ભપકો મારો ભારી,
તારો સાથે મારી, તારી સઘળીજ છે બલીહારી,
બુદ્ધિ હાં વિચારી, રાજા જશે નકી હારી,
ચટાક હો લટ લટ લટાક હો—મોજો૦
ચાલ ભાઇ મારા ચાલ,હાં લટક લટક,
મારો મોજો હાલ હાલ, વરણુનની છટક,
અહો વાહા—મોજો૦

હજામ, હજામડી— ૯

વાહલા! તારી કાંતિ જોઇ રંગીલી હરખાઉ છું,
લટકે મટકે મનડું મોહ્યું જરા ન ધરાઉછું;

ચાલ મૂને જવાદે વા'લી, નાના હું તો રોકીશ અહીં,
બસ જવું છે મારે બારે, એ વાતું તો બનશે નહીં,
નાના પ્યારા ઓ પીતમજી મારા કયાં જાઓછો હાલ ।.
બોલ વાહો કાલા કાલા— વાહવાહો૦

**વીરસીંહ—** ૧૦

આવી રહ્યો છે પુરત્રાશમાં કલીનો યુગ આવી૦
બાય તેનું ખોટું એવા પુરૂષ પ્રગટતા,
દેશ ડુબી જાય મૂગલ પાશમાં—કળીનો૦
દેશ સેવાને તજે દેશાભિમાનને,
મસ્ત છે કેફના વિલાસમાં—કળીનો૦
હાય! દશા શી થાય હરી હિંદની,
બચાવો નાથ આવા આ ત્રાશમાં—કળીનો૦

**વીરસીંહ—** ૧૧

તને તારા નડનાર બુરા કામ કરનાર,
થાશે તું ખ્વાર થાન ગુમાર સુધારતું વિચાર;
દેહે જંતુઓ અપાર પડિ નરકે જનાર,
ના સાર દ્રોહી થનાર તું મ્લેચ્છમાં ભળનાર;
એમાં ન સુખીયા તું સ્વાર્થિ પાપકાર,
[redacted] દીધાથી જાય પાય—તને૦

બ્રાહ્મણો— ૧૨

લો લાડુ દશપાંચ બ્રાહ્મણો લો લાડુ દશ પાંચ—ટેક
નથી હોજરે એવડું મારૂં, એકજ મુકની સાચ;
ગમે તેટલા મુક ન બ્હીશું, શીદને રાખે ખાંચ?—બ્રાહ્મણો૦
એક મુકો ગોફણીઓ ગોળો, કાગડે મારી ચાંચ:
હડધુત હડધુત કુતરૂં આવ્યું, બોટયા બાણા પાંચ-બ્રાહ્મણો૦
છાનોમાનો મરની મુરખા, એમાં શાની આંચ;
ઘી પેણે જે તળ્યો ગળ્યો છે, તેતો પવીતર સાચ—બ્રાહ્મણો૦

બ્રાહ્મણીઓ— ૧૩

લાડવા મૂકું? લાડવા મુકું?
ગોળ ઘીના ગોફણીઆ લો લો. લાડવા૦
મુકરે મૂકરે મુકરે મૂતો—લાડવા૦
લાવ દાળ શાક વાલ મૂકતા જરા નીચું ભાળ,
છણકો કરી ચાલ્યો ક્યાં લાલ, મુકરે મુકરે મુકરે મુકરે-લા૦
ચટણીતો મુકી થોડી, મુકને અલ્યા લાડુ દોડી;
અકલ તારામાં છે કોડી, મુકરે મુકરે મુકરે મુકરે—લા૦

બ્રાહ્મણો— ૧૪

લાડુ જમીને ખુબ કુદીને વાહવા વાહ કરીએ;
પડતો તું અરરર સરરર ઘેર શું નહી જઈએ?
મેંતો ખુબ ખાધા લાડવા, નાના મેં તો ખાધા સવા.
આલેલ સઉ ધરપર પેટ તણાયે થઇ ગઇ નસ ઘણી તંગ.
લાડુવારે લાડુવા—લાડુ.

ચંદ્રસેન— ૧૫

લલિત વદન ચંદ્ર તેજ શું રહ્યું ઝમી!!
અધર લાલ છે વિશાળ, ઓષ્ટમાં અમી—લલિત૦
મૃગાક્ષિ એ મદન વાસ ભ્રુગુટી શ્યામ પ્રેમ પાશ,
ઉર પયોધરે વિલાસ, રાખું ભેટવાની આશ;
પ્યારી હું થઇને દાસ, રસ ઝીલું રમી—લલિત૦

બાબુ બારોટ, હજામડી— ૧૬

હા હા હા! મને લાગો છો રસીલો!
હા હા હા! વાડી વદન શી ખીલી!
હા હા હા! કામણગારી તું છબીલી!
તન મન ધન મારૂં તું તું તું. પ્રિય હવે દે તું મજા મુજને,
ચહુ છઉં પ્રાણ ખચીત મને, ભેટુ પ્યારી સંગ,
ઉર ધરી ઉમંગ, ભેટતા કાંતા, થાય શુખ શાંતા,
મોજે મળે ભારી, છે છબિલી તું નારી,
ભુમી તળે ભારી, છબિ છટાદારી,
તન મન ધન મારૂં તું તું તું. હા૦

સુગુણસુંદરી— ૧૭

બ્રાહ્મણ તથા ગૈનારની રક્ષા સદા જે આચરે,
શુભ નીતિ માર્ગ મંહીપળે નિજધર્મ રીતી આસરે;
પાળે પ્રજા પ્રીતિથકી નિજબાળસમ પોતે ગણી,
જયકાર તે વીરક્ષત્રીનો, જગભુષણ દિપક તે મણી.
સુખિ રૈયતે સુખિ થાય છે દુખિ રૈયતે પોતે દુખી,
આફત થતા રૈયત પરે, નવ દિસતો કદી તે સુખી,
લંપટ હરામી ચોરને દુઃખદે ઘણું શત્રુજની,—જયકાર.

**સુગુણસુંદરી—** ૧૮

બને કેદિ પોતે પછી ન્યાય શાનો? ગુણી છે છતાં કેદિ મૂર્ખા ગણાણો

વળી હાયા પરનારનો સંગઇચ્છે; હવે બાકિ શું છે રહ્યું રે અનીષ્ટે,

**સુગુણસુંદરી—** ૧૯

શુભ ક્ષત્રીવરની ટેક જાળવવી પુરી ( ૨ )

પતીને ગણી પ્રભૂ હમેંશ, ભેરવવી ચુડી—શુભ.

આજ્ઞા નહીં કદી એક, ઉથાપે યુવતી;

શુભમતિ વતિ સલુણિ તેહ, સુરતમાં સુરતી;—

ને યુવાનીની માંહિ રિઝાવે પતીને;

પ્રૌઢાવસ્થામાં બાળ, સુધારતી સતીજે—શુભ૦

બનિ બુઢાપણમાં કરે, કામ દાસીનું;

છે ધન્ય ભુમિતળ મહીં, જીવીત તો તેનું—શુભ૦

**બારોટ, બારોટણ—** ૨૦

મેં વાટ તમારી ન્યાળી, વાહ કીધો છે આભારી;

ભેટો મમપ્રાણાધારી, સુંદર લલના બલિહારી.

જાઉં પ્રીતમ, તમપર વારી, કાંતિ શોભિત છે સારી;

બહુ મિઠીવાણુ તમારી, હ્યો રસિક લાંવ હું તારી.

વાંસી તું બહુ ગુણકારી, વાહ કીધો છે આભારી,

હું હજામડી નહીં નારી, હું તો બારોટણ તારી.

હજામડી, બારોટણ— ૨૧

રસીલા આવોરે, પ્યારી મધુરી મળીને ભેટીએ;
વિલંબ લાગી મન ગભરાયું,
મન મન મન હરખાય, ઉભરાય—રસિલા૦
પ્યારા, પ્યારા તમે મારા, તું છે તું છે દીલદારા,
કાનજ કાપું છું તારા, કરમ ઘણા નઠારા,
નથી બારોટજી, હું છું બારોટડી—
ધુતારી આવીરે મારી કટારી ખરી મે ભોંકી.
પર પ્રિતિમાં નર ભિતિમાં રહી શકતું. રસિલા૦

હજામડી— ૨૨

નાખું હજામડાને માથે કાપ્યો કાન મારોરે;
ભરમાવી હઉં ભારી, કરાવી હઉ લાચારીરે,
યુક્તી અહીં વાપરવી, તદબીર વાતમાં કરવી,
ચિંતા નહિ જરીકે ધરવી. પછી હાસ પીટતો કરવો,
કરાવું કાલાવાલા, મુરખો ઠગગો મારોરે.

હજામડી— ૨૩

હું છું છટકેલી નારીરે, મારા ચરીતર છે ભારી.—ટેક.
રમવા ગઇતી રંગ ઉલ્લાસે બાપુ બારોટ સાથ:
પણ બારોટણથી પકડાણી. પકડયો મારો હાથ—હું છું૦
કાન કપાયો કટ્ટી થઇ હું, નિકળી થઇ ફજેત,
નાવી નહી સમજે તે માટે, કેવો કીધો ખેત—હું છું૦
ભલા ભલાના આ ચારિત્રે, ગુમાવ્યાં છે ભાન;
હજામડો સમજ્યો તેમાં, કાઞ્ડુ શું મન માન—હું છું૦

ચંદ્રસેન— ૨૪

શાને ગુમાવે લલના જુવાની સારી, લલના૦
થાથા ખુશી ભુપ તુજને ચહે છે, લૈ લે રતિ રંગ જાણી;
મોજ ન જો કરી જગમાં જનમી, કાં'ડી યુવાની અજાણી—શાને૦
જીવ્યું છે મિથ્યા રંગીલી જાણજે, થૈજા મારી દીલજાની;
ફરી ફરી ટાણું આવું મળશે ના, આવો પ્યારી ગુણખાની—શાને૦

કુળવંતી— ૨૫

અરે અરે ભુપાલ દુષ્ટ રીત શી વિચારીરે?
શાસ્ત્રને પુરાણ જાણી મતી ગઇ શું હારી.
વિપ્ર વધુ પતિવ્રતા સંગ જારીરે,—અરે૦
ધીક ડાપણ રાજાતારૂં શું થયા ખુવારી.
નરક દુવાર જાણજો વિચારીરે.—અરે૦

કુળવંતી— ૨૬

પતિવ્રતા કયમ શિયળ ચૂકશે ઉદયભાનુ ભલે પશ્ચિમ થાશે.
ભલે સીંધુ સઘળો ઉછળીને ધરા જગત આ સઉ રેલાશે.
અચળિત નગપણ ચળિત થાશે, તોપણ હુંથી નહિ શિળ તજાશે;
મુરખ થઇને શું મરવા માગો, અંતે એમાં નહી સારૂં જ થાશે.

કુળવંતી— ૨૭

માફ કરૂં ગુન્હા તારા, હવે કર ના કર્મ નઠારા.
સતી તણી લજ્જા લેવામાં, જાયે પ્રાણ તમારા,
ભસ્મ કરે છે પલમાં જેને, સાધનતપ પસારા,
સમજ તું વચન મારા—માફ૦

શાસ્ત્ર તણી રિતિમાં ચાલો, શ્રૃતિ વાક્ય છે સારા;
અન્ય અનીતિ માંહી વર્તે, થાશે કલંકના ભારા.
વળી વેડો નર્ક દ્વારા—મા૦

# अंकबीजो.

કંચનીઓ— ૨૮

જગમાં રહી તારી આણુ ભુપતિ તારી,
એજી હાં ભુપતી તારી, સુખમાં રહોરે-જગમાં૦
શુણો શાણા ભુપતી વાત હમેંશા તખ્તે બિરાજો નાથ;
સુખિ રાખી રૈયતે સાથ—ભુપતી૦
સુખી પ્રજાએ સુખી આપ, ખરેરે રાજ વિદારણુ તાપ;
કાપો અંબા કષ્ટ કાંપ—ભુપતી૦

ચંદ્રસેન— ૨૯

ચડી છે કેફ મને ભારી ગઇ છે સુધ્ધિ સૌ મારી;
લડવા આવ્યા મુગલ પણુ મારે શું છે કામ,
હું તો મસ્તજ કેફમાં રહીને ઘુમીશ આમ.
ભલે લે રાજ બધું ભારી, નથી કાંઇ તેની દરકારી.
ખાઇ પીને ખેલમાં, કહાડું આઠે જામ;
રાજા થઇ નવ ભોગવ્યું ધિક્ક તે જાન હરામ.
કરીશું સેલ કેફ ભારી બકે છો ભાત અને નારી-ચડી૦

જબર જબર ધસો ખિસે ન મુસલમાન, જોઇ ભાગ
જાય વોહી જાતકા હેવાન;
કાલો કાફિર દોઝખ, હય ખુદાકી મેહેર, લુંટ ઝુટ તોડી
ફોડી સર કરો વો શેહેર.

સુગુણસુંદરી— ૩૩

રે કાયર ભરથાર નહીં દરકાર રાજ તલભારૂ ભાગસો નાઠો;
તે લજાવ્યું ગોહેલ નામ સજીલો શાંઠો.
ધીક તુજ અવતાર ધીક જણનાર લજાવી નાર મેણામાં મુકી,
તેં પાછી પાની કરી ક્ષત્રીવટ ચુકી.
અરે કર્યું અંધેર કાંચળી પેર રહીને ઘેર ઘાઘરા સાથે;
તું આપ મને તલવાર લડું હું હાથે.
લડી મુગલો સાથ બતાવું હાથ અરે મમનાથ મે'લમાં બેસો;
તેં લજાવ્યું ગોહેલનામ સજીલો શાંઠો.

માનસીંહ— ૩૪

દુશ્મનથી શું ડરી જઇને ઘરમાં રહીશુ બેશી?
શસ્ત્ર સહિત સઉ સજ થઇને નાખો શતરૂ રેશી.
ગોહેલ વીરના હાથ બતાવી શતરૂને સંહારો;
તીર તરવારે બરછી ભાલે ચલાવવો મારો.
વણવાંકે જો લડવા આવ્યા કનડવાને ભારી;
પામે દુખ પ્રજા અતી એથી ને છે રંક બિચારી.
મારો મારો મારો જઇને વાતો બીજી છોડી;
નાખો કાકા નહીંતર હુંતો જઇશ એકલો દોડી.

માનસીંહ— ૩૫

લડવાને જાવું રે, આવો જીતવાને રણ સંગ્રામ. લડવાને૦
ગોહેલ ખરો હું ત્યારે જણાઉં, જ્યારે મારૂં તે શતરૂ તમામ;
બાપે બુરાડયું તે તારીશ નામને, કરીને શુરવીર કામ. લડવાને૦
ચૂડી નથી ભેરવી હાથમાં મેં મારા શાછે તુરકમાં દમામ;
સમશેર સણુણુ સળકીરહે જ્યાં નાસશે મુગલતજીહામ—લડવાને૦

સુગુણસુંદરી— ૩૬

જાઉં સંગ્રામે પુરીતો હામે શસ્ત્ર ધરી મારૂં ઘુમી;
પ્રાણ શત્રુના તમામ લેવા રગદોળું વીરરસ ચુમી.
આ કટાર ને તરવાર મારૂં માર થઇ કાળ
વ્યાપે ઝાળ હું વિકરાળ, થઇ મશ મારૂં રૂમી—હું૦
કાયર નાથ છોડી સાથ ખાઇ હાથ નાઠો નાથ
હુંતો માર રે અપાર મારી જીત કરીશ ઘુમી—હું૦

સ્નેહસીંહ— ૩૭

છે રંગ ક્ષત્રાણિને રંગ, જાયે કાલિ અસિજંગ,
જમાવે છે રંગ, ઉમંગ ક્ષાત્રાણીને રંગ.
ઉમંગ લડે એ અભંગ, ધન્ય માત તુજ થાન;
જગે હિંમાન—શુરિ૦
જુનાર કર્યો સુવિચાર ધન્ય જાત માત તાત;
ધન્ય ગોહેલ જાત—શુરિ૦

વખ્તુ— ૩૮

જરૂર જરૂર સાથ આવીશ હું બા,
શતરૂને સંહારૂ તીરને કટારી મારૂં,
ખચીત ખચીત રોળું મારી ગોળી આ-જરૂર૦
જલ્દી જલ્દી ચાલો દોડી જાઉં.
એક પલમાં ફસાવું મારી નાખીને ધરાઉં
શીઘ્ર રાજને છોડાવું, ત્યારે હું પાછી આવું-શતરૂને૦

સુગુણસુંદરી— ૩૯

મર્ણાતે કદી પીઠ ન ધરજો જે રજપુત સાચે સાચા,
ચલો કરી કેશરી, આ ઘરી, થઈ અરી-મર્ણાતે૦
મુગલ તુરકના બાર ન જરીકે સંગ્રામે થવું નહિ કાચા
કરો પાર મારી માર બહુ ખ્વારથી તલવાર-મર્ણાતે૦
હું અબળા પણ સબળા થઈને હાથ વિશે સમશેર ઝાલી;
લહુ બાળ થઇ કાળ, વિકરાળ ભરે ફાળ-મર્ણાતે૦
મર્ણ થશેતો સ્વર્ગે જઇશું શું જીવીને રેહેવું ખાલી;
શતરૂ શીર, મારો તીર, ભુમિ વીર, રણધાર; મર્ણાતે૦

સ્નેહસીંહ-- ૪૦

લડવા ચાલોરે,શાછે બાર મૂગલના;
ધસિ અસિ મારોરે કાં'ડો પ્રાણો ખળના.
શાને માટે વાર કરોછો? પેઠા પુરની માંહી;
જલદી જલદી જાઓ જુવે, અસિસુરી કરમાં સાંહી-લડવા૦

રજપુત કેરૂં નુર ગુમાવી, ચંદ્રસેનજી નાઠા;
પુઠે સઘળું લશ્કર નાઠું ભાગ ચાર છે માઠા;—લડવા૦
આજ સમય આવ્યો છે માટે, સાચે લડવા જાવું;
દેશ તણું રક્ષણ કરીને, સ્વતંત્ર ગારીને ખાવું લડવા૦
તે વિણુ મારે અનને પાણી હરામ સાચે સાચું,
તુર્ક ખરેખર શિક્ષા પામે, તે વિણુ સઘળું કાચું—લડવા૦
ચારે હરામી ઠગ શાને ફીસાદ કરવા આવ્યા;
જાણો સત્રીના મુંજ શમશેરે, હમણાં શીર ઉડાવ્યા—લડવા૦

ગુણસુંદરી— ૪૧

વીરબાળા લડોરે મુગલ મુગલ હણવા;
ધરણી ધ્રુજે ઘણુ—વીર બાળા૦
ખુબ લડો જરિ ન ડરો ધરમ ખરો સાચવવો શુરો;
ધોર ધરી શસ્ત્રધરી નહીજ ફરી કરો અરિ ચૂરો.
જબરા જબરા કરી ઘાવ, હાથ અસિ ધરી શતરૂ સંહારો,
અંબા માતા ખચીત જશ કરે. રણુગુણુ—રણુ૦

હરૂદીન— ૪૨

બોકડીઆ સબ શેરકી સામને કયું લડનેકુ આઇ;
બેં બેં બેંકા કામ નહીંહય ઘુસજા ઘરકી માઈ.
ભો ભોં ભોં ભોં કુત્તાજેસા કાફીર ભોંક રહાહી,
ઝટપટ તલવારો ચલકાવો યા અકબર ઈલાહી
જલ્દ જલ્દ સબ કદમ ચલાકે કાફીર શીર ઉડાવો
મરનેકુ સબ ઓરત આઇ જખમ કરી ખુશ થાઓ;
હેરામત જીગરસે કરના લડના મત દુક છોડી;
—હાથ અકબર રસુલ આઇ લાહો લાહી.

ચંદ્રસેન— ૪૯

ગતિ મારી શું થશે મુજ બંધુ ક્યાં હશે,
સદ્ગુણી નાર વિના ચિત આ મુંઝાય
છોડીને દોડીને હું નાસી આવીઓ
હાય લજાવી જનુની કુખ ઠામે હઠી સામે—
શું આ મેં કૃત કરયું હશે. ગતિ
ન બાળ લીધી મેં છોડી આવ્યો છું રે
શું હું મોઢું લઈ તેને; મળુ જઈ કુટીલ;
ક્યાં હશે દુઃખી કે દુખ દબાણે દુખી—
કેસી અહિણુ કેદમાં ગઇ મતી શુરવતી—
ધાક કૃતિ કરી મું ઈ થૈ હશે—ગતિ૦

ચંદ્રસેન— ૫૦

કરી મારી કેદ ઘણી ખ્વારી
રાજ તજાવી કર્યો વીયોગી
મુક્યાં બાલનારી— કેદ૦
હાય ન કોઇ તમે કેરી થાશો
ક્ષત્રીવટ જતા મારી પેઠે થાશે ધિટકારી;
હાય હવે શું કરવું મારે.
મનતું ઝેરી કટારી ખાઇ જીવડાને મારી—કરી૦

નુરુદીન— ૫૧

મોહની . મનાઇ જાવોરે--મોરી પ્યારી
તોહે નજરાયા મીલાકે જાવોરે મોરી પ્યારી.

ચંદ્રવદન મૃગલોચનીરે પ્યાસે રંગજ માણ;
પ્રેમ પીજીએરે રંગ ઉરન સમાય.
સાહેબા સજનીઆ સાવરીઆ મોહનીઆ મોહનીઆ મનાઈ

**કુળવંતી—** ૫૨

મોગરા ધીક તુંજ જાન(૨) થઇ જાય શું કગજાત
રક્ષણ કરશે વિશ્વનાથ—મોગરા૦
લંપટ દુષ્ટ તું વેગળો રેજે સતિને છેડીને સાર ન લેજે
આપ તાપ શરીર શેજે—ધીક૦
જીવના ચાર જો મનમાંહી, રંતો ન ઉભો જરીક આહીં
અદ્યાપિ હું વ્રતજ સાહી—ધીક.
જેર તેં મારૂં નથીજ જાણ્યું, જાણજે મોતતેં હાથેજ આણ્યું;
જો મમ સાથે તેં સુખ માણ્યું—ધીક.

**નુરૂદીન, હજામડી—** ૫૩

વારી જાઉં પ્રેમીલા રંગીલા યાર;
અંખિઆ ન માર, પ્રાણના આધાર
આપ હાથે તાળી, લઉં બાથે ઝાલી;
શાને કરૂં વાર?—વારી૦
રે તું નખરાદાર. હૈયાનો હાર;
તમે મારા વ્હાલા, શું કરો છો ચાળા;
હું નાજુકી નાર—વારી૦

**હજામડી—** ૫૪

રૂડી યુક્તિ જમાવી, ફરી ગઈ છબી હું ફાવી;
રે! પ્રપંચથી કરયો મેં ખેલ, કેવો માંડી જુઠો ફેલ.
દીધો મોગલને ફોસલાવી. ખરેખર દીધો રૂડી૰
કરી કેવું મેં કામ, સાધિ લીધું તમામ;
ચરીત્ર એવો લગાવી. ખરેખર ચરીત્ર. રૂડી૰

**બારોટ—** ૫૫.

કીધા પાપો મેં ઘણા રે;
દુખી થયો રે થાકી ગયો રે હાય ધીક લગ્નવા મારા ભાગ્યો:
કર્મ નઠારા પાપના ભાગ લીધા અગણિત જનના શાપો;
નર્ક તણો રે વાસી થવાને કીધા વ્યભિચાર અમાપો;
સ્વાદ શો ચાખ્યો? આખર ચાટ્યો નહીં વેઠાયે શંકર. તાપો

**બારોટ—** ૫૬

ઘણા ક્રૂર કરયા છે કર્મ! દશા હાય! શી થઈ
લાજ્યો મુસલમાનો જઈ હરામી હું તો થઈ?
ખાધું લુણ હરામ કર્યું, બુદ્ધિ ભ્રષ્ટ મારી થઈ—ટેક
અરર હું પાપીષ્ટ બહુ કીધા કર્મ કઠોર;
શું મુખ મારૂં દાખવું, લુણહરામી ચોર—ઘણા૰
કરો મને માફ તમે જાણી મુજ તુચ્છ મતી
પડું કર જોડી ચરણે કીધાં હાય? ધીક કૃતિ—ઘણા૰
ભૂપ દયાળુ આપ છો, ઉદરે દયા વિશાળ,
રાખો અંજળી તે તણી હું આશ્રિત ભુપાળ—ઘણા૰

કુલટાએ નદીમાં ઝિપનાવી, પ્રભુ કૃપાએ તમ કર આવી.
ચિંતા તુજ ગઇ. ભુપતિ ચંદ્રસેન—વંદુ૦
સર્વાંગે હું કર પ્રણામો, બેન તમે મમ સાથ વિરાજો
અવસર શું જોઇને આવ્યા ? કરીશ બેન હું સાસરવાસો.
આભારી હું થઇ—દુખી દશાજ ગઇ—વંદુ૦

**બન્નુ સાહેલીઓ— ૬૦**

સરમ શી.ભની શાણી સાહેલડીરે

પ્રેમે હળી મળી સૌ સંગાથ આજે રમીએ ઉમંગ થકી આપણેરે
ગોકુળ ગામમાં મ્હાલે છે રૂડો કાનજીરે,
ગોપી સંગમાં છે ખેલે ભગવાન—આજે૦
રમે રાસ ઉલ્લાસ થઇ શું વિલાસ ભુધરજી આપ;
કષ્ટ હરણ દુખ ચુરણનું ટાળે ત્રીવીધી તાપ.
ભુલી ભાન સાન વાંશળીના નાદમાંરે;
લેવા અમુલ ભક્તિ ભાવનો પ્રસાદ—આજે.
છોડયા દ્વાર સકળનારીએ નટવર થઇ ભમનાર;
નથની નાથી નાથ તેં છાંટિ પ્રેમનું અમ્રતવાર.
સખી ગરબો તે ગાઇએ આજ ઉમંગમાંરે,
ગિરધર લાલજી મેળવશે પતિ સંગ— આજે૦
રસિક મધુસુદન રંગમાં વંદ્રાવન કુંજમાહ્ય

રમતા રાધા સંગમાં ઉર ઉમંગ ન માંય.
ભેટી અંગ રંગ અનંગને જમાવતાંરે
સખી પ્રિય સંગે મોહ મળે ભાવે–આજે.

જુગ્તુ– ૬૧

મારે લીધે સ્નેહ સીંહને ચડયો શું તાવ ભારી:
પ્રેમી મદન બાણુ મારી વાગી શું કટારી—મારે૦
સારું કયમ થશે બીજાથી બુદ્ધી પાસ મારી;
મદન વિસમ અકળાતું છે, નાખે તન પ્રજાળી–મારે૦
કયમ કરી હું પ્રિતમ પાસે આવુંરે તમારી;
ઉર બળિ બળિ જાય છે પણ હું છુંરે લાચારી––મારે૦

જુગ્તુ— ૬૨

સ્નેહસીંહ તુજ સ્નેહ પાશમાં કેદ થયું ચિત ખરેખરે;
અંતર બાહિર તુજને ન્યાળું સપને પણ નિહાળુંરે.
તમ અંતરમાં પણ મમ લગની, હશે શું લાગી અરેઅરે-સ્નેહ
તેજ યાચિના વ્યાધિથી શું તમ તન તપતું હશે અરે?
મુજ કારણુ પ્રિતમ રિબાતા, રહાયકરોરે હરે હરે!-સ્નેહ

જુગ્તુ- ૬૩

હાયે? હાયે નાથ વિના રિપુ ભારી.
દીધું ભોજન ભાન વિસારી—હાયે૦
વદન સુંદર ફિક્કું થયું છે, વિરહ પિડે મને ભારી

જગદીશ્વર ભુધર હર દુખ જહે—
કહું મારી આશ પુરો કીરતાર,
મેળવ તું મમ બરથાર
નમન કિરકારી વિનંતી મારી કષ્ટ હણો શ્રી મુરારી

ચંદ્રસેન— ૬૪

દુઃખ ચડો દિશાએ ચમકયું--દુઃખ૦
બાહનામી, હું હરામી, દુખપામી
મરૂં ખરૂ ન ડરૂં પ્રભુ પ્રભુ પ્રભુ--દુઃખ૦
ધેર નહીં જવું લઇ શામ મુખ કુટ આ,
જનરે નાખું રે તોહિ નહિ મુજગી આવાજ==દુઃખ૦

ચંદ્રસેન-- ૬૫.

ઉંચે કુળે અવતરી ખાસડાનો ખાધા,
સારા કર્મ કરવાની લીધી ધોક બાધા;
કાળુ મોઢુ મારૂં થયું શુર નુર હાલી ગયું,
ફેરે ચકચૂર થઇ આંખે થયા અંધા--ઉંચે૦
હવે થાશે આપ તાપ, બેશું થયું બહુ પાપ
મોત ન થાય જ્ઞાન ન જાય તનના સબંધા—ઉંચે૦

ચંદ્રસેન— ૬૬

દુઃખના સમુદ્રમાં ડુબ્યો ચાકરથી હું દુઃખના સમુદ્રમાં ડુબ્યો.
[illegible] ઘણા ઘાત દિધો—ચાકરમાં૦

લક્ષના સુગુણીએ બોધ દીધો પણ તેના સુવાક્યે ન નિરખ્યો—અક૦
તેથી વેરણ વિધિ થઈ મારી, પસ્તાવાનો કુપ પેખ્યો—અકરમી૦
નાથ હવે હાથકાનો ધરૂં હરી, તુજ વિણ સાર ન દેખ્યો—અકરમી

બારોટ— ૬૭

જીવ્યું તો હવે ધિક્કાર અસાર-હવે બધો સંસાર અસાર જીવ્યું.
દેશને ડુબાવી દીધો મુગલના પાશેરે.
હવે તો પડું જઈ ડુંગર ઝાળે ઝંપી ઝોળ—જીવ્યું૦

શંકર— ૬૮

વત્સ ધિરજ ધરજે મન અંદર પાપ તમારા માફ થવારે;
હું પરસન ગંગનાથ થયો છું દુષ્કૃત સઉ તમ દુર થયોરે; વ.સ૦
નિના અમે તમ ધામ જશો ઝટ, જઈ સગા સહોદરને મળોરે;
સત્ય નીતિમાં વર્તન રાખી, રેજો આશીષ સદા મારી ફળોરે વ૦

સ્નેહસીંહ— ૬૯

રમર સમર ચારીએ તુજને ભસ્મ કીધો તે છતાં
અબળ પુરૂષની તું ખ્વારી કરી ફિરે વિરૂપ છતાં—સમર
કામનીનું કટાક્ષ બાણ મંદકરી દીયે મતી
શુધ્ધ બુધ્ધ જ્ઞાન સર્વે ગુમાવી આ કરી કૃતિ—સમર
મેન અચેન ઘડી ઘડીમાં કરી દાખવે છે રૂપો અતી,
ભગતજી ના શ્રાફના કાંઈ વખ્યુ વખતુની થઈ છે મતી. સમર.

વજ્યુ — ૭૦

વદુ શકુળ સ્નેહથી આપને
પ્રિય મમ વલ્લભ તુંજ ગણું છું;
જગત સાથી મમ તું ભરથાર—વદુ
તું મમ પ્યારો ચિત વસનારો,
પ્રાણુજ મારો ગુણનો ભારો,
તનમાં વનમાં મનમાં નિરખું
તુજ ચરણે હું શરણે તું ધરને નિતનિતે—
યાચું છું હું જોડ હાથ, રાખનારી ગણી તું સાગ
છે એ મુજ આશ, ચહું છું વિલાશ,
જણુ તું હુલાશ, લાગી આપ પ્યાસ,

સ્નેહસીંહ— ૭૧

આજે (૩) ઉમંગ અંગ થઇ ગયો
શું સુનાનો ભાનુ બિરાજે—આજે ઉમંગ.
સહુળરે થયાં છે થયાં છે. થયાં છે સુકાજે.
શીતળના શીરે બીરાજે—આજે ઉમંગ.

વજ્યું— ૭૨

મારારે પ્યારા, બંને પ્રેમી આપ ગણીએ.
મુજ અંતરમાં આપ બિરાજ્યા રમરગ છબિ છવાઇ:
તેમજ આપ તણા અંતરમાં, હું હોઇશ ગવાઇ—મારા૦
પ્રેમતણો ઉદધિ ઉછળ્યો, તનમન સહુતરંગ;

નવિન તમાશા ઘડીઘડીમાં, કેવાકરે અનંગ–મારા૦
ઇશ કૃપાએ સહુ ઠીક થ.શે, બનો શાંત ભરથાર;
વગર મુલની હું કિંકરીછું મનનિશ્ચયથી નાર–મારા૦

**સ્નેહશીંહ, વષ્તુ—** ૭૩

પ્યારા પ્રિતમજી તમને, અરપ્યુંછે તનને મનને
શું અરપ્યુંછે અમને ? હ: ટાણું સમિરે અમને.
વાહ! કોમળ હાથ તમારા, દિસે ચંદનનીગારા; પ્યારા૦
રિપો શું કામ જવરથા?હા રિપુતારા શરથી;
પ્યારા હું મળવા ઘરથા, ચાલીઆવી આદરથી
જયમ વૃક્ષવેલિ બિરાજે, પ્રિતમજી મળીએ આજે–પ્યારા૦

**સુગુણસુંદરી—** ૭૪

પ્રાણઓરે આવી સહીં તમમમ પતિ દો દરશન લાવો.
જાપજપુંછું રોજ હુરસિઆ, સમરૂછું ચિત પ્રિત નિતનિત.
પ્યારા. મારા પ્રાણધારારે મળોરે આવી પ્રિયતમ કિંકરીને
નહીં કકલાવો:–પ્રાણ૦
તમ વિણ જીવડો જશે અમારો, જાણીનેઓ મુજ પ્રિયપ્રાણ
આવો સત્વર થઇ નિડર, પ્રિય નરવર સુણી પ્યારે ઝટપતિ
મળિ વિનતિ સતસખિસ્વિકારો–પ્રાણ૦

**સુગુણસુંદરી—** ૭૫

પ્રભુ વિનતિ સ્વિકારી મારીરે,ટાળો આફત અમારી
પ્રિતમને મેળવતું દેવા દુખો જાય શોચાઇ;
પુષ્પલલિત કરમાને વિનામાળી રસિક રસ ઝીલે;
ભોગી ભમરાને ભેટાવો, રેરે ત્રીપુરારી.

સુગુણસુંદરી— ૭૬

આહા! ફરી થઇ હું રે અભાગી, ઇશ પતિ વિના, રહી આગલાગી;
મમપ્રાણ વિસ.ઇને ન આવ્યા, સગાસ્નેહિને બહુબહુ તરશાવ્યા
હાય અંતરમાં જખમ લગાવ્યા, થાતા વિયોગકટારી મનેવાગી—આહા
ઇશ સાહ્ય કરો તો સારૂં હાંઇ ઉઘાડી તગદીર મારૂં;
કેમ સહન થાય કષ્ટ અકારૂં આથી મરણ ચહું મોત માગી —આહા

સુગુણસુંદરી— ૭૭

બન્યો આંગમાં ઉમંગ આજે આજે.
મળ્યા ક્ષણમાં નરેશ મહારાજે
મધુકર ગીરીશ્વરે સહાય કરીને .
હરણી વિખાટી હું, રહિ કલિઆઃ—આજે.
ટળ્યો વિયોગ બહુ વખતનો સાજ થયા ત્રીપુરાર
ઉમંગ વધારો ને તાપ નિવારો.

ચંદ્રસેન }
સુગુણ સુંદરી } ૭૮

સુંદરી થા સાવધાન સગુણી સતી; સુંદરી૦
અને આપ અધરનું પાન—સગુણી૦
પ્રકૃતી પ્યારી, છો રઢીઆળી, પ્રાણ પ્રિયા મારી નેત્ર કટારી;
અંગિત ચિત વૃતિ થઇ મારી, શાબાશ પતિવ્રતા મમ નારી;

બાબુઆરોટ ૭૯

અરેરે બુરા કામ નઠારા બુરા કામ કરનાર
સુખ અનીને કૃત્ય કરે ખીઃ—અરેરે

# જાહેર ખબર.



સર્વે સદગ્રહસ્થોને વીનંતી કરવામાં આવે છે કે સુરત નવી આર્યવિજય નાટક મંડળીના ભજવાતા ખેલોના ગાયનોની ચોપડીઓ એ કંપનીનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે વેચાતી મળશે. નાટપેડ પણ લેવામાં આવશે નહીં.

| | | |
|---|---|---|
| અભયસીંહ કેશરીસીંહના નાટકનાં ગાયનો | | ૦—૨—૦ |
| ચતુર—ચંદાના | " | ૦—૨—૦ |
| ચંદ્ર—અશ્વિના | " | ૦—૨—૦ |
| સુગુણ સુંદરી | " | ૦—૨—૦ |
| શ્રી કૃષ્ણ વિજય અને કંશ મર્દન" (છપાય છે) | | ૦—૨—૦ |

ગંગારામ આત્મારામ પંડિત,

માલીક સુરતની નવી આર્યવિજયનાટક મંડળી